તોફા ગમત આપનાર

# ગુજરાતી નાટક.

ગુજરાતી લોકોની ગમતને સારૂ

૨૦૮૨ પ્રસિદ્ધ કરનાર

## બુકસેલર જગજીવન દલપત.



## અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં "યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સિ કંપની "લિમિટેડ"ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યુ.

સન ૧૮૮૪ સંવત ૧૯૪૦

કિંમત ૬ આના.

તોફા ગમત આપનાર

# ગુજરાતી નાટક.

ગુજરાતી લોકોની ગમતને સારૂ

પ્રસિદ્ધ કરનાર

## બુકસેલર જગજીવન દલપ.




અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં "યુનાઇટેડ પ્રિંટિંગ અને જનરલ એજન્સિ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યુ.

સન ૧૮૮૪ સંવત ૧૯૪૦

કિંમત ૬ આના.

# પ્રસ્તાવના.

દરેક મનુષ્યને ગમત મળવી જોઇએ અને તે મળવાથી એટલું તો પ્રફુલિત થાય છે કે તેનામાં વિચાર શકતનો રો થાય છે. ભવાઈ ને નાટક એથી પણ એક જાતની મળે છે. ગુજરાતી લોકોને દક્ષણ તરફના હિંદુ ના- આ પ્રાંતમાં આવ્યા નોહોતા ત્યાંસુધી ભવાઇની ળતી હતી. હિંદુ નાટકકારો આવવા લાગ્યાથી વાઇયાઓની ભવાઇનો ધંધો ઘણે દરજ્જે મોટા માંથી તો ભાગી પડ્યો હોય એમ ધારી શકાય ટકકારો ફક્ત છેલ્લા ફારસ વગર બધી મરેઠી ...ામા [illegible] આપી શકનાર હોવાથી ગુજરાતીઓને પુરતો લાભ મળતો નથી. આથી ગુજરાતી ભાષામાં નાટકકારો થવા જોઇએ એવી ઘણાઓની આપેક્ષા છે. આ અપેક્ષા થોડા વખતમાં પુરી પડશે એવા ચિન્હ જણાય છે. તેને સારૂ ગુજરાતી ગ્રંથ કરતાઓએ એવા નાટકકારોને સારૂ નાટકો રચવા માંડ્યાં છે અમને પણ નાટકો જોવાનો શોખ હોવાથી ઘણી વખત હિંદુ નાટકકારોના નાટકો જોએલા પણ વડોદરાખાતેનો એક બાવો ગુજરાતી ભાષામાં જુદા જુદા ખેલ ભારે કસરતોની સાથે કરે છે તેને તથા તેનો એક શિષ્ય નામે હરજીવન જેને આખા ગુજરાતમાં ફરવા માંડી સારી કીર્તિ મેળવવા માંડેલા તેના ખેલ જોવા ગએ ત સારી ગમત આપનારા હોવાથી અમોએ તે અનુક્રમે લખી કાઢી આ ચોપડી છપાવી ગુજરાતીઓની ગમતને સારૂ બહાર પાડી છે.



# ગુજરાતી નાટક.

### વેશ ૧ લો.

### કાહાન ને ગોપી.

તમાશગીરોના આગળ પ્રથમમાં ગવઇયાઓ આવીને ગાયન શરૂઆત કરે છે કે તરત સુખાનંદ (મશ્કરો) આવી વીધ વીધ પ્રકારના વિચિત્ર ભાષણોથી હાસ્યરસ ઉપજાવે છે. અને કાહાનજી માહારાજને પધારવાને પ્રાર્થના કરે છે. કેટલીકવાર પ્રાર્થના કીધાને થાય છે કે તરત કાહાનજી હાથમા વાંસળી લેઇ દરશન દે છે કે સુખાનંદ હાથ જોડી તેમની આગળ ઉભો રહી અરજ કરે છે કે માહારાજ આપે આ સેવકને "રાસ લીલા" કરી બતાવી બોધ આપવાને દયા લાવવી જોઈએ એમ કહી ચુપ રહે છે.

ગવઇઆ.

સાખી.

મોર મુગુટ શીરપર ધરીઓ, મુખ મોરલી ધમઘોર;
બંદ્રાબનકી કુંજમે, જે જે જુગલ કીશોર. ૧

ગીત.

હારે ચતુરા તું લાડસ ઘેલીરે, વેળાસર થાને વેલીરે;
ગોપી તારા શું છે મનમાંરે, વાલો મારો તેડાવે વનમાંરે;
અરે આંખડીએ કરી લે અંજનરે, મુખડે લે તું મંજનરે;
હાંરે ચતુરા તું લાડસ ઘેલીરે, વેળાસર થાને વેલીરે;
અરે સાલુડો પેહેરને લાલીરે, તને મોહ્યો રંગ રંગીલીરે;
હાંરે બાવડીએ બાંધને બાજુરે, તને મોહ્યો છેલ છબીલીરે

હાંરે ચતુરા તુ લાડસ ઘેલીરે, વેસાસર થાને વેલીરે.

પછી ગોપીઓ આવે છે.

ઓ લાલ ઘેર આવો, હુંવારી ઘેર આવો. થા થેઈ થા.

સુખાનંદ.

ગેલ ગેલ સુંદરી, મથુરાંકોં બાસી કાહાન; કાહાન બજાવે બંસરી, ગોપીકુ આવે તાન. હે સામળીઆ ગીરધારી, તેરી નજર ભલી, સમાવાળા લોકકી પ્રીત ભલી; ગોરી ભલી, ગોરીસેં રાખો હેત. હે સામળીઆ ગીરધારી, તેરી નજર ભલી, કાહાનકોં ઝગડો લાગ્યો; તેમ ઉડા નાદાન, બંસરીવાલા કાહાન, સામળીઆ ગીરધારી, તેરી નજર ભલી.

સુખાનંદના ગાઈ રહ્યા પછી કાહાનજી વાંસલી વગાડે છે એટલે એક પછી એક ગોપીઓ આવે છે.

ગોપી—અલી ઓ બેહેન લલીતા! ક્યાં ગઈ, આજ આપણે કાહાનજી માહારાજની આરતી ઉતારીએ.

સુખાનંદ—અરે તમને ચાંપુ આ પલીતા, ક્યાં ગયા બેહેન લલીતા, આટલું બોલીને.

બે ગોપીઓ એક પછી એક કાહાનજીની આરતી ઉતારે છે, ને બોલે છે.

આરતી.

જે જેરે જસોદા નંદનકી,મેંતો આરતી ઉતારૂ મેરે લાલનકી;
જે જેરે જસોદા નંદનકી,મેંતો આરતી ઉતારૂ મેરે લાલનકી.

ગોપીઓ આરતી ઉતારીને કંકુનો ચાંલ્લો કરીને મોખા મોહોડે છે.

સુખાનંદ—તમે આ શું કર્યું ?

ગોપીઓ—અમે તો લાલજી મહારાજની આરતી ઉતારી.

સુખા૦—ત્યારે હુંએ મારા વાલજી કાકાનો આરતો ઉતારૂં.

ગોપીઓ—મેર મારા રોયા આતે શું બોલે છે, આરતો કેવા ને વાલજી કાકા કેવા.

ગોપીઓ—ઠીક કરીને ઉતાર.

( સુખાનંદ હાથમાં ઘંટ વગાડે છે ને આરતી ઉતારે છે ).

આરતી.

જેજેરે જસોદાનંદનકી, મેંતો આરતી ઉતારૂં મેરેલાલનકી;

એટલું બોલીને,

કાહાનજી મહારાજને કપાળે ખોટે ચાંલ્લો કરી, ચોખા ચોડેલા ઉતારી લે છે ને ચાવે છે ત્યારે.

ગોપી—મેર મારા રજ્યા આ શું કરે છે ?

સુખાનંદ—હું તો ચોખા ચાવું છું.

ગોપીઓ—એ ચોખા ચવાય કે ?

સુખાનંદ—ન ચવાય તો શું કરાય ? ને જો, હું ખાઉં નહીં તો ચોખા વધી જાય, તો માહારા કાહાનજીને કપાળે બોજો થયેથી કાહાનજીને હેરાન થઈ મરવું પડે.

ગોપી—સુખલા તારા નામ પ્રમાણેજ વેશડા કાહાડે છે કે શું ?

સુખાનંદ—ત્યારે હવે લ્યો રહ્યું, કછ ભુજનાં ગીત ગાઓ પછી કાહાનજીના આગળ ગોપીઓ ગીત ગાય છે.

ગીત.

બાઈ પરદેશી પુના પાસે નતોને, બાઈ નતોને મેં સાદીરે,

મીયાંને છોડી નીદડીરે, જોબન લેહેરાં લેરે. જીરે પં

પુના પાસે નતોને, બાઈ પરદેશી પુના પાસે નતોને.

સુખાનંદ—લ્યો! લ્યો!! ઘાટો બેસી જશે આ કેળાંની લાણી એટલે ખાઈને તાજા થશો, ત્યારે ગવાશે.

મોટી—આ ચંચળને આપો.

સુખાનંદ—સંચળ કોને આપું?

મોટી—મેર રડ્યા, સંચળ શેનો, આ ચંચળબાને કેળુ આપ.

ચંચળ—ના મારા તો પેટમાં દુઃખે, પેલી મારો સોક્ય નવી પેટ વધારી ઉભી છે તેને આપ.

સુખાનંદ—નવી વહુ!! આ કેળાંની લાણી લ્યો.

નવી—ના, મારે તો છઠો મહીનો જાય છે, તેથી કેળુ, ખવાય નહીં. આમે તો હવે છપર પલંગમાં છાંનામાંના સુઈ રહીશું ને રોજ શેર ઘીનો શીરો ખાઈશું.

સુખાનંદ—આ ઉઘાડું પાણી ક્યારે પીધું? જે આટલું બધું પેટ વધી ગયું?

નવીવહુ—મેર મારા પીટ્યા આવું શું બોલેછે, તું તો વળી કાલો કાલો થઈને કાંચળીમાં હાથ ઘાલે એવો દેખાય છે, છાનો રહે હુંતો લાજી મરૂછું.

મોટી—સુખાનંદ, સરવેને નોતરાં દેઈ આવ, કહેજે જે મારી નવીબાઈને ખોળાભરણું છે, તેથી રાખડી બાંધેછે માટે ગોળ ખાવા આવજો.

સુખાનંદ—નોતરાં દેછે, મારી બાઈને છમાસીની રાખડી બાંધેછે, ને ગોળ ઘાલેછે, માટે માંડવો ખાવા આવજો.

નવીવહુ—મેર મારા રોયા આવું આડું ક્યાં વેતરે છે.

સુખાનંદ—આડું વેતરે દરજી હું કાંઇ દરજી નથી,તે વેતરૂં.

નવી—મર રોયા તું છાનોમાનો બેસી રહે, નહીતો તારા મોંમાં ધુળ ભરીશ.

સુખાનંદ—તારા જેવીજ માથે ધુળ ઘાલશે તો, બીજું કોઇ નહી ઘાલે.

નવીવહુ—ઓ પીટ્યા બુડથલ, ત્યારે તેં મને દમણ કઢાડવી ધારી છે કે શું?

સુખાનંદ—તમને એવું શાથી માલમ પડ્યું?

નવી—તો, જોને રોયા, આટલાં બધાંને નોતરાં દઇને મને ચોળાવવી છે કે શું.

સુખાનંદ—ના, હુંતો રખીઆ નહી ચોળું પણ તમને, ચોળાવવી ધારા છે.

નવી—તારો બાપ રાખોડી ચોળીને બેઠોછે, ને તુંએ પણ એની જોડે બેશીશ.

સુખાનંદ—તમે લોકોના હરામના માલ ખાધાછે, તેમાં તનેજ ચોળાવવી ધારીછે. ને મેંતો કોઇનું હરામનું ખાધું નથી કે હું ચોળું.

(હવે નવી જાયછે, ને બે ગોપીઓ રહેછે.)

સુખાનંદ—વાણીઆનાં ગીત ગાઓ, પછી ગીત ગાયછે.

બાયણીઆ પછવાડે બાયણીઓરે,
બાયણીઆ પછવાડે તાજવાંને પાંછેરીરે;
ઉમરેઠ ગામના ધોબીડા તેડાવોરે,
વાણીઆની દુકાનોમાં બડીઆને લેખણોરે;
હડધી રાતે એબ તપાસે, ઝોકાનો ભરીયોરે.

ગોપી અને કહાન કેટલાક ટેખળ કરી જાયછે.

## વેશ ૨ જો—દક્ષણીયણુંનો.

એક જુવાન નવજોબના સ્ત્રી સફેત વસ્ત્ર પેહેરીને હા-થમાં પેહેરેલાં વસ્ત્રની કલી ઝાલી લેહેકા સાથે નેનબાન મારતી પગમાં પેહેરેલાં ઝાંઝરનો ઝણુણાટ કરતી આવી નીચે મુજબ ગીત ગાયછે.

ગીત.

આઇરોડ બાવાહીલ તુલાભવાની, આ. રોડ બાવાહીલ તુલા.
સસરા માજા ફાર મારતો, હાથ પાઉ મોડું દે ત્વાલા.
ભવાની આઈ રોડ બાવાહીલ તુલા. ૧
નણુદી માણી ફાર મારતી, તસ સ્તપટકા ત્વાલા.
ભવાની આઈ રોડ બાવાહીલ તુલા. ૨
દીવર માજા ફાર મારતો, તાપદેઉ જાઉલ ત્વાલા.
ભવાની આઈ રોડ બાવાહીલ તુલા. ૩
નવરા માજા ગાવચ ગેલા, તીકડુંન કબુતર આલા.
ભવાની આઈ રોડ બાવાહીલ તુલા. ૪

સુખાનંદ—કોઈ તરેહવાર ખેલ કરીને, ચમતકાર બતાવો એટલે આ જોનારા લોકો ખુશી થાય.

ઠ્યોને આ કરૂં પછી પાંચ થાળીઓનો, શળીઓ ઉપર ખેલ સરૂ કરેછે. પછી એક સોટી ઉપર થાળી ફેરવી પોતાના અંબોડા ઉપર ફરતી મુકેછે. અને બે હાથમાં બન્ને થાળીઓ ફરતી રાખી થાળીના કાના ઉપર ખેલ કરી બતાવે છે. પછી સોટી ઉપર ફરતો થાળી દરેક આંગળી ઉપર ફેરવે છે. એ ખેલ કરયા પછી મુઠી ઉપર થાળી મુકી ઉંધી ચતી કરી બતાવે છે. તથા હાથેળીમાં તથા

પાંચ આંગળીઓ ઉપર ઉંધી ચતી કરેછે. બીજી એક મોટી થાળી એક સોટી ઉપર ફેરવી ઊંચી ઉછાળી પાછી ફરતી સોટી ઉપર લેછે એવી એ ત્રણ વાર ઉછાળે છે. ને પછી સરવે સભાના લોકોને સલામ કરીને જાયછે.



## વેશ ૩ જો—મહાદેવનો.

સરૂઆતમાં ગવઈઆ "માહાદેવા માહદેવા, ભોળા સંભુ માહાદેવા." ગાયછે. એક પુજારો આવેછે ને તે બોલેછે હર હરે માહાદેવ, એક લાખ ફોજ ને હજાર લાખ તંબુ, એમ કરીને માહાદેવ પાસે જાયછે ને પગે લાગેછે. ત્યારે, માહાદેવ ઈસારત કરેછે કે તમે પરદક્ષણા ફરો, પછી બે ચાર વખત પરદક્ષણા ફરેછે ત્યારે માહાદેવ માળા આપેછે.

પુજારો—આને પાઘડીના પેચમાં મુકુ?

માહાદેવ—ના.

પુજારો—અંગરખાના ગજવામાં મુકું?

માહાદેવ—ના,

પુજારો—ત્યારે કોઠીમાં મુકું?

માહાદેવ—હા.

પુજારો—ત્યારે કોઠીમાં મૂકું તો શું થાય?

માહાદેવ—જે હોય તે નાઠી જાય.

પુજારો—ત્યારે તમારી પાસેજ રાખો. (પછી ગાયછે) હે જટાધારી હે જટાધારી, જોગીડો અમને મળીઓરે જટાધારી બાવળીઓ, અમને મળીઓ જટાધારી.

બાંગડીકી રોટી કીધી, બાંગડીકી દાળ;
બાંગડીકા બાત બનાયા, જમે ભોળાનાથ.
મારા ભોળાશંભુ જંગલમાં વશીયા, લેર કરો. ( પછી જાય છે. )



વેશ ૪ થો—ફકીર-નાયકાનો.

સરૂઆતના આરંભમાં ફકીર આવી નીચે મુજબ બોલેછે.
ફકીરોકા અલ્લા બેલીરે, અમારા તો હજરત બેલીરે;
સાંઈ અલ્લાઈ અલ્લા દે. ૧

ફકીરોકી અલ્લા રોટી, અદાલોકુ પીર.
મારેચો મહમદ બેગડો, હુવે દાવલ પીર;
ફકીરોકા અલ્લા બેલીરે, અમારાતો હજરત
બેલીરે, સાંઈ અલ્લા દે. ૨

સુરતની લાવણી.

લગી ચોર આશકકે દીલપર, ખુદા તવકલ આન બનિ;
બખ્યા લેખસો નહિ ટલનેકા, કરનહારે કીરતાર ધનિ.
બસ્તાહે એક દરિયાવ કિનારે, સુરત શેહેર બંદર બાંકા;
તરિ ખુસકિ અર હીંદ વિલાત, કુલ મુલકુંકા હે નાકા.
રંહે બસે સાહુકાર સોદાગર, અજબ રોવંદા હય બાંકા.
નગરશેઠકી બેટી જીનકા, મુલકુમે પડ રેહા શાખા.
અબ મિલ્યા લોક જ્યાં તા થા.

ચાલ.

એક તાપીકીનારે ઘાટકે ઉપર, નિત નાનેકુ જાતીતી નાજના
સુંદર ગોરાહુસ્ન બન્યા ગુલપરી ખુલ્લા મુખ ચંદર, એક પઠાન

બાસી દીલીકા સોદાગરે; ફેર ઓબી ખડાથા આકર ઉ-
સકે દીલપર. ફેર યું બની, અય જાન ફેર યું બની.લગી.૧
નાહાકર ધોકર ચલી જદ ઘરકુ, ચંદ્રબદન જોબન માતિ;
આશક હો મુસ્તાક આંનકર, ભિડાય ચલા અપની છાતી.
પલ્લો પકડકર ખડી રખો, તું હુપકે છોડકર કાંહાં જાતી;
ચલો હમારે સંગ નાજના, જાન ફીદા તેરે સાથી.
ઇતના સુનકર મુનજાતી,

ચાલ.

એકા એકી ચમકીકે ઓહોત ગભરાઈ, ઉસ પડાનકુ લલ-
કાર ધુસ્સે આઈ;તું સાંભળ મારી વાત મુરખ શીપાઈ, છે
ભુડાં લક્ષણ નથી કે ભલમન સાઈ; તારૂં માથું જાશે ક-
પાઈ, મોહોત કયુ આઈ, હુઈ ફના ફની. અય. લગી. ૨
મૂકી દેને તું મારો છેડો, મુવા તરેકડાં જારે પરો;
મોટા બાપની હું છું દીકરી, લાજ આવે છે થાય મરો;
ઘડ કિધ્યા તો લિધા જાયછે, સાંભળ મારો સુકન ખરો;
પરાઈ સ્ત્રી નથી લેવાતી, તું માણસ છે એમ ભરયો;
મને રોકિને કેમરે ખરો.

ચાલ.

મારા માઈ બાપ ભાઇબંધ ખબર સહુ થાશે, મારો મો-
ટો છે પરીવાર કુટંબ સહુ આવશે. તારી નસનસમાં મ-
જબુત મારશે ફાંસે, સોદાગર નામ નહિ રહેશે ને હુરમત
જાશે તારા તનપર પડશે બાંસે, સડશે માસે; થઈ છના
છની. અય. લગી. ૩
ક્યા બનિએકો ઔરીઅત રંડી, તે ડરાએ નહિ ડરતે

સેજ બાતમે માર હઠાઉ, સીર સાટે ઉપર ધરતે.
મેં સેજાની હુ મુલકુંકા, શેહેર જંગલમેં હમ ફિરતે;
બનિયા અનિયા ઢોલ ઢમકા, એ કુતે સબ ગુનહો કરતે. મેં
હું સોદાગર સીરસ્તે.

ચાલ.

ચલ હોજા મેરે સંગ તુજે ના છોડું, મેં પકડું ઢાલ તલવાર
મારતા દોડું, મેં હું લાખુમેં એક પકડ સીર ફોડું, અબ
તુજસે નિસપત જોડું, મુખ નહિ મોડું, લેઉ યડી અનિ.

અય. લગી. ૪

મુવા તારી શું અકલ ગઈ છે, એવી વાત નથી થાતી;
પરનારીના સંગમાં ડુબ્યા, રાવણ શા જોધા હાથી.
દશ મુસતક વીસ ભુજા હાથને, લક્ષ પુત્ર સવાલક્ષ માતી
ધડ લંકાનો વાસો ખોયો, તેનો કોઈ થયો ન સંગ સાથી.
એને પેર નહી દીવા બતી.

ચાલ.

સબ ઉજડ થયો સંસાર મેહેલ ઔર મંદીર, ભસ્માસુરેકી
છક નહિ ખબર દુનિયાપર; એસા કંઈ એક મારયા પડ્યા
કાંપતા થરથર, તારૂં નાક વાહાડી બેસાડુ ગધેડા ઉપર.
ફેર મારૂં નામ છે કેસર, જુલમ તારાપર, કરૂં ધનાધની.

અય. લગી. ૫

તરા નામ હયે કેસર, મેરા નામ તે જાફરખાં હુવા;
કેસર જાફર અપન એક હે, દોનુંકા એક મેલ હુવા.
મેરા દીલ તેરેમેં પેવસ, જ્યું તિલ્લમેં તેલ હુવા;
સુન સુંદર કેહે જા મુવા.

ચાલ.

હું હીંદુ ધરમ છઉ મોટી જાત ધરાની, તું મુસલમાન કંઈ મસ્ત થીયો દીવાને; છે તેગ બેગમાં નવાબ ગાજીયાનો, એનો હલાહોલ છે રાજ મુલુક પરઠાનો. તારો કાહાડી નાખશે ધાનો, થિયો મસ્તાનો, પીઈ ભાંગ ઘણી. એવ. લગી. ૬
નવાપકો ક્યા ડર બતલાતી, નવાબખો હમકુ જાને;
કંઇએક બાંરિયાં કામ પડાહે, હમ માસુખ સુરમા પઠાને;
બડાસબાબ હોતા કરના, હીંદુકુ મુસલમાને;
તોડ કુફર ઓર પડોને કલમા, લાવો દીલ ઇમાને.
ઇતના સુન લગી પસતાને.

ચાલ.

શું ઝુરિયત તારી મુને લાગ બતલાવા, શ્રી પ્રભુનાથ દુર કરશે ઝઘડો આવા; હું આવી ફસીધું થયા છે કાવાદાવા, મારો છેડો દેને મુકી ઘેર દે જાવા; હવે નકી કદીની આવું નાહાવા, મને દે જાવા, થઇ વાર ઘણી. અય. લગી. ૭
ઇસ નદીપર નાને કેતે, અબ આઇગી તોરીજ બલા;
ખાસા પાની ગરમ હમારે ઘરમેં નાના તુજે ભલા;
કહી એક મેરી ખાસી હોરમત, બેગમ ઉપર હુકમ ચલા;
કહી એક લુંડી બાંડી તુજકું નિત ઝુલામેં દેવે ઝુલા;
ફીર ક્યાહે ખાસીહે સલ્હા.

ચાલ.

કોઈ બલ્યો ઝલ્યો તારી બાંધી ઝોલી લોટો, શું મારે ગળે આ પાપ આવીને ચોહોટો; નદીમાં નાહાવાનો ઘણો ધરમ છે મોટો, દેવ દરશનથી કાંઈ કરે પ્રાશ્ચિત ખોટો; મારો છેડો

દેને તું મુકી કહુંછું નાં એઠો, મત કરે મતી. અય. લગી. ૮
કયું હુઝાત એ કરતી હમને, શિર સાટે તુજકું ઘેરી;
ભલમનસાઇસેં હોજા આગુ, એહી બાત સુન લે મેરી;
હાથ પકડકર ધરૂંગા ચુંગા, દેચા હુરેમત હેગી તેરી;
જો કોઈ તેરી ગોર કરેગા, ઓ દુશ્મન મેરા વેરી;
ઉસ માર ધરૂંગા ઘેરી.

ચાલ.

જદ કહે રામજ્યા બડો શીપાઇ બાંકો, મેં આટલો કીધો
તોય ન મનમાં ચુકયો; એને બુના આંખસુ વાધસો જોકો
મને માલુમ થઇ છે કરશે સબનો સાંકો; એ મારા ઉપર
છે આકો, મને લેઈ આવ્યો, હરીકેમ બની. અય. લગી. ૯
ઓરો ઉભા રહે અપની અદબસે, હુરેમતમાં થાશે ખામી;
સમો રાખ તું તારા હાથને, મને એકલ શું પામી.
મારો બાપ છે શેહેર સુરતનો, નગરશેઠ મોટો નામી;
જણ બચાંથી તુને મારશે, કાન જુએ મારા સામી;
તારૂ કપાળ દેશે દા ડી.

ચાલ.

ફેર ભુંડી રીતશે તુને મારશે બનમાં, ગુજરાત મુલક આ-
ધાગ બડો બન બનમાં; તું બાઓને કયાં જઈશ પડ્યા છે
ફંદમાં, ફીર પઠાન હસ હસ બાતાં બોલે મનમાં; મેઈ
ઈહાંસે ફતેકર તુંજે જડું કંચનમાં, ગુલ મોતી ઝવેર રતનમાં,
તુહી કુનદનમાં, હીરેકી કની. અય. લગી. ૧૦
સાંભળ મારી બાત સોદાગર, કુટુંબ તજુ તારે કાજે;
મારા ઘરમાં હું છઉ લાડકી, સઘળા મારાથી માં તાજે;

માણુસ અઈરાં લોક પીયરનાં, મારી આમથી સઊ હાજે;
કુંવારી કન્યા વરસ બારની, નામોશી સરવે લાજે;
હું પરવશ પડી છઉ આજે.

ચાલ.

તુમ તુમારી ચાદર માં ઉપર ઓઢાઓ, ડોલીમાં બેસારી અહીંથી મને લઈ જાઓ; પાય જામાને પેસવાદ મને પેહેરાવો. તુમ તુમારા મુલ્લાં મારી કને ભેજવાવો; ફીર કલ્મા ધરમ બનાવો, છઉ નેકજાને. અય. લગી. ૧૧
મારી લાજ છે તમને ઝાજી, મારા કહ્યામાં જબ રેહેજો;
અહીંથી પરાયા દેશમાં લઈ જઈ, દગો કાંઈ મત દેજો;
સુણી સુંદરકી બાત પઠાને, ખુસીસું કર રખકું ભેજો;
મેરે દિન ઈમાનકી સોગન. ક્યા કરૂં સો તુમ કેજો;
અબ બચન મેરા સુન લેજો.

ચાલ.

ઉસ રાજી રજાસેં વાંસે સાથે આપો, કાજીકે જાકર સબ મજકુર સુનવાયો; સુન કાજી હો ગયા ઠેગનિકા પડવાયો, ખુસબખતી મંગલ ગાયો અનીઅની, ખુસબખતી મંગલ ગાયો, સુકર ભેજવાયો, અલ્લા હો ગની. અય લગી. ૧૨
મરદા મર ગયા ઉનકુ, દિમ સરેમેં સહી કરકર;
જબર જસ્તકા પેડા ન્યારા, ક્યા તાગાત કોઈ કરે અસર.
કિસમત દાનાપાની લે ગયા, ક્યાં દિલ્લીકા સુરત બંદર;
જનમ દિયાહે માઈ બાપને, કરમ રેખકો નહી ખબર.
જોના હેયસો અગર.

ચાલ.

કહે શાહઆરી મોબતખાં બાતકી બાતાં, કવિ અલાબ-

અથ લશ્કરી સભામેં ગાતા; શેહેર ઉજનકે દરમીયાન સ-બમેં માલ ચલતા, એ તુરેવાલા સુન છંદ દીલમેં જલ બરેતા, સરમસેં મરતા, દિલમેં ગભરાતા, અજબ એ બા-નિ. અય જાન અજબ એ બની. લગી ચોટ. ૧૩

### હુકાનું ગીત.

થોડી આગ લાવરે, મુજે હુકા પીલાવ;
આગ લાવ તમાકુ લાવ, લાવ થંડા પાણી;
ચાર ભાઇયોકી દોસ્તદારીમેં, હુકાકી મીજબાની;
થોડી આગ લાવરે, મીજે હુકા પીલાવ. ૧
હુકમેં તો પાણી ડાલા, હુકા ગુડગુડ બોલે;
સવાગજકી નેહ બનાઈ, હુકા લીઆ તાણી;
થોડી આગ લાવરે, મીજે હુકા પીલાવ. ૨

ફકીર—ક્યુ હે. તમ ક્યાં રેહેતે હો. તુમેરા મેં મેને દેખા નહી.

નાયકા—આપકી પાસ નજીક ફરતી હુંને.

ફકીર—હમ સેલપાની કરોતો અછા.

નાયકા—આપકી ખુશીમેં ચાહ સો બોલદો.

ફકીર—જરાસે હુકાપાણી ઓર, કસુંબા નીકાલો ઓર કુછ મીઠાઈ બીડાઈ મંગાઓ.

નાયકા—ઓહો! મેંતો ભુલ ગઈ આપકી કેસી ખબર હે. ઓર કીસ તરેસેં ચલતા હે. (ફકીરને પુછેછે.)

નાયકા—આપ કહાંસે આયે.

ફકીર—હમ દીલીસે આયે.

નાયકા—ક્યા ક્યા લાએ ઓર કોનસા બેપાર કીયા.

ફકીર—એક અછી કાબુલી ઘોડી લાયા હું.
નાયકા—દુસરા કુછ મેરે ખાતરે નહી લાયે.
ફકીર—હાં, હાં, લાયા હું, મેરી પાસ હે.
નાયકા—ક્યા લાય હો. ક્યા કુછ અછી બંગડીઆં લાયા હો.
ફકીર—તંગડી લાયા હું, લો, આપેન દેખો આતા હે કે નહી,
નાયકા—તુમભી એસે કે એસે રહે, મશ્કરી ક્યા કરતે હો.
ફકીર—અબ ચલો અપને મીજબાની કરીએ.

(પછી જાય છે.)

ગાજરકી તો તોપ બનાઈ, મુલીકા દરવાજા;
સકરીએકી તોપ બનાઈ, લડે ફીરંગી રાજા.
 સોદા ફીર કરૂંગારે સાંઈ અલ્લાઈ અલ્લા દે.
હાથી ઉપર અંબાડીને ઘોડા ઉપર જીન;
મરઘી ઉપર ડંકા બાજે, કલકત્તા લીઆ છીન.
 સોદા ફીર કરૂંગારે સાંઈ અલ્લાઈ અલ્લા દે.
છોકરેકુ ઈલ્લા ટીલ્લા, જુવાનીકી યારી;
બુઢાકુતો લાત મારી, ટટ્ટુકી અસ્વારી;
 સોદા ફીર કરૂંગારે સાંઈ અલ્લાઈ અલ્લા દે.



વેશ ૫ મો—મારવાડનનો.

એક ગરભવંતી મારવાડણ ઘોડીયું તથા હાથમાં કોડીયું લઈ તેમાં થોડા પુંઆ લઈ તમાસગીરોના આગળ આવી ઉભી રહે છે.

સુખાનંદ—અરે તું કાંહાંસી આઈ.

મારવાડણ—બાપજી, હુંતો મારવાડથી ભુખે મરતી આવી છું.

સુખાનંદ—એ થે કાંઉ કરચો.

મારવાડણ—બાપજી પરો મારો ધણી મર ગયો, તેથી ડકાળની મારી અહીં આવતી હતી. એવામાં મારગમાં વે ચોરે લુંટી.

સુખાનંદ—તું કાંઉ ખાતી વેં આવી છું.

મારવાડણ—બાપજી મેંતો લોટ ફાકતી વેં આવી છું.

સુખાનંદ—તને તારા દેશનું ગીત ગાતાં આવડે છે.

મારવાડણ—હા! બાપજી આવડેછે.

સુખાનંદ—તારા દેશનું ગીત ગાઈ બતાવ.

મારવાડણ—ગીત ગાય છે, અને મુંઆનો ફાકડો મારતી જાયછે. ને બોલેછે.

માકા માણેકચંદજી હો, મેંતો મોતીચંદના વિવાહ આહ! એટલે લોક ખુશી થાય છે. એવી રીતે બે ત્રણ વખત બોલેછે.

સુખાનંદ—વેં પરો તું બીજો સારો ગીત ગા.

મારવાડણ—હશીને, આહા! હા! હા! વેં સારો ગીત ગાઉં.

સુખાનંદ—હા! ગા.

મારવાડણ—ઉકડામાં તુમડી વાવી, બાવા બોટજી હો! કેહેતી જાય છે ને ભુકો મારતી જાય છે.

સુખાનંદ—મારી કાહાડો રાંડને વેં બીખારણ જેવી

આવી છે એટલે પુદડો ફરીને નાશી જાયછે.

—❋○○❋—

વેશ ૬ ઠો—બાવાનો.

તમાસગીરોના આગળ બાવાજી આવીને ઉભા રેહેછે કે ત્યાં આગળ એક ડોશી આવીને ઉભી રહી નીચે મુજબ ગમત કરી રમુજ ઉપજાવે છે.

માઈ—બાવાજી બાવાજી આપ કુંશી આયે?

બાવો—બોહત અગાડીસેં આયે.

માઈ—કાંહા જાઓગે?

બાવો—પતાલમાં.

માઈ—આપકુ કયા ચઈએ?

બાવો—લડુ.

માઈ—સબકુ દેને વાલે દાતાર મેં હે. અને આપકુ કુચ ચેલા ચાડીઆ હે?

બાવો—સાડાસાતસેં ચેલા રખતાહુ. ચારસેં ચલતી આકાસમે, સો દોઢસો પાતાલમે, સો દોઢસો અમેરી ધુણીકી પાસ, સો દોઢસો ચીલમ ભર લાતે હે.

માઈ—હાલ તુમેરી સંગમે કેતને ચેલે હે.

બાવો—પેહેલેકા નામ ગણાવું?

માઈ—હા ગણાવ.

બાવો—એકતો ચેતનીયા, ઓર દુસરેકા નામ બડમબારથી, ઓર તીસરેકા નામ નબોદગીર, ઓર ચોથેકા નામ ચમતગીર, ઓર પાંચમેકા નામ હરમગીર, ઓર છઠેકા નામ દોલતજાદા.

માઈ—એકકું તો બોલાવ.

બાવો—એક મેરે ચેતનીએકુ બોલાઉં. હરે બેટા ચેતનીયા હો. આતાહુ માહારાજ. બીજાને બોલાવે છે ત્યારે બડમબારથી બોલે છે. અબ તીસરેકુ બોલાઉ, અબે નખોદગીર હો.

માઈ—બાવાજી નખોદગીર કાયસે હુવા ?

બાવો—સુનો માઈ,સોલશેર બાવતા આટા, ઓર ચાર શેર દાળ, ઓર ચારશેર ચોખા, ઓર દેઢશેર ઘી, ઓર દો શેર ગોળ, ઓર માઈ સબકી ચટણી કર કર ખા જાતાહે.

ચેતનીઆ—તુમેરી સામને જોકર ખડા હુ મહારાજ કયા (કરૂં મને બેઠે રહ્યા કયું જાય )

નખોદગીર—મેરા નામ નખોદગીર પડાયા.

બાવાજી—એકબી ચેલા પડેલા હે ?

નખોદગીર—હા, મેં પડેલા હું. મેં કહું અમારાં ગધેડાં બાંધવાની હવેલીના પાંચમા માળની બારીએથી પડેલા હુ. (વાહા બોત પડેલા હે,)

માઈ—આપ તો જોગ લેકર આએ હોતો અમને આનંદ ભયા પણ એમ પુછે ઈસકા સવાલસે,સવાલ,જવાબસે, જવાબ મીલ્યા તો અછા નહી તો નાક, ચોટી, કાન કાટકર, ચલી કરકે દોડા દેઉંગી.

પેહેલી માઈ પુછે છે એ પછી બાવો પુછે છે.

માઈ—કોણ દેશસે આયા જોગી, કોણ તુમેરા ભાવ;
ધરતી તો હમારી મા બેનતો,કાંહાં ધરોગે પાવ.થા થઈ થા.૧

બાવો—ઉતર દેશસે આયા જોગી,પશ્ચિમ હમારા ભાવ;

ધરતીતો હમારી મા બેનતો,પાપી કે શીર પાવ.યા ધેઈ થા.૨

માઈ—કાય કે બાસ્તે મુડ મુડાયા, કાયકે બાસ્તે કંથા;
કાયકે બાસ્તે ઝોળી પકડી, કાયકે બાસ્તે ડંડા.યા ધેઇ થા.૩

બાવો—ગુરૂ કે બાસ્તે મુડ મુડાયા, કાયા ઢંકન કંથા;
ભિક્ષા માગન ઝોળી પકડી, કુતા મારન ડંડા. ધેઈ થા.૪

બાવો—આસન બાંધું,સીગાસન બાંધું,બાંધું સુંદર કાયા;
જોગની જોગીશરકું બાંધું,જોગ કાંહાંસે લાયા.યા ધેઈ થા.પ
આસન છોડું, સીગાસન છોડું, છોડું સુંદર કાયા; જોગની
જોગેશર છોડું, જોગ અગનસે લાયા, રંડી જોગ અગનસે
લાયા. યા ધેઈ થા. ૬

માઈ—હાંહાંરે તમ લોટ જાવ.

બાવો—હાથી લોટે,ઘોડો લોટે, લોટે ગધાં ચાર; મ ક્યા
લોટું બાળા જોગી, ફીરનાહે સંસાર. યા ધેઈ થા. ૭

માઈ—હાંહાંરે તમ ઉડ જાવ.

બાવો—લાવર ઉડે, તેતર ઉડે, ઉડે જંગલકી હરણી;
મેં ક્યા ઉડું બાળાજોગી, નવખંડ ધરતી ફીરની.યા ધઈ.૮

માઈ—વડ પીપળકે કેતે પાન,ધરતી માતા કીતે ધામ;
આભામંડળમે કીતે તારા, મેઘા બરસે કીતી ધારે. ૯

બાવો—વડ પીપલકે દોનું પાન,ધરતી માતા મારે ધામ;
આભામંડળમે નવલખ તારા,મેઘા બરસે અખંડ ધારે.૧૦

માઈ—હાંહાંરે તુમ મેરા ચેલા.

જોગી—હાંહાંરે તું મેરી ચેલી.

માઈ—હાંહાંરે તું સુણુ જોગીડા.

બાવો—હાંહાંરે તમ કેતે જાઓ.

બાઈ—કોન તુમેરી સેજ ઢાળેગી,કોન કરેગી બાતાં; કોણ તુમેરા પાઉ પખાસે,કોણ લાવેગી ભાતા. થા ઘેઈ થા.૧૨

બાવો—રેન હમેરી સેજ સુવેગી, ઓરત કરેગી બાતાં; ગંગા અમેરા પાઉ પખાળે,માતા લાવે ભાતા. ઘેઇ થા.૧૨

બાવો—તારાકે તેજઅ, ચંદ્ર છુપે નહીં; દાતા છુપે નહી; ઘર મંગન આયા.

એ અમારા દોલતાબ્યાં.

પ્રીતકરની સુજાણસે, પ્રીત હેવાનસે કેસી; છ માસ
જેણે સેવલ સેવ્યા, જાગ ચાંચ મારી જાય રૂ જેસી.
કવિ ગંગ કહે સુણ શાહ અકબર છાસ મીઠી રૂ જેસી ?

પછી બે મોભ ઉભા દાટીને તેના ઉપર આડો મોભ બાંધેલો હોય છે, અને તે મોભને બે લોઢાનાં કડાં તથા બે ડંડાને દોરડેથી બાંધીને ઉપરના મોભને ખુબ શકત બાંધેલાં હોય છે. તેના ઉપર ઉલાંટ ગોલાંટની તથા કોઈના જોવામાં આવેલી ન હોય તેવી રીતની તરેહ તરેહની કસરત કરી બતાવે છે ને આ કસરત જે માણસોએ દીઠી હશે તેમને સેહેલાઈથી સમજાશે.

પરચુરણ ટપા.

રાજાનો કુંવર ભયો ભીકારીએ, લાવ્યો ઘેર બેચારે;
વણિક છોરૂં બાઈ ભયાં, તમે પંડીત કરો વિચાર;
માણીધર મોસ પ્રકારો.

સહી મુખ ને સોભાગ્યું, ધનને નામેજ નામ;

તેની સમથા કેજો મારા ઠાકરો, ધુચાશે ખાધું ગામ. મા૦
કે માંથે મારે મુએ ચરે, તોય મુખમાં ન આવે દાણો;
તેનીસમથા કેજો મારાઠાકરા, તમે પારકીએટીનેશીદ માણો. મા.
દરીઆ કાંઠે દવ બળે, ને દરીઓ કરે પોકાર;
ચતુર હોય તે ચેતજો, ને મુરખ કરે વીચાર. માણી૦
બાઈ લગે બરથારનો, જાયો સગી નનંદ બેટો;
એ મારા પીઉનો સાળો થાયછે, તેનો અમારો થાયછે બેટો;
મણીગર મોલે પધારો.



પ્રવેશ ૭ મો—કજોડાનો.

વેશમાં આવનાર માણસો.

| | |
|---|---|
| નાનો ઠાકોર વર. | ઠકરાળાં વહુ. |
| સુખાનંદ ઠાકોરનો સાથી. | ઠાકોરની મા, ને ઠકરાળાં ની મા. |

પેહેલાં નાનો ઠાકોર આવેછે ને બોલે છે.

ઠાકોર—હે રંગલા.

રંગલો—હે રાજ.

ઠાકોર—આવી સભામાં ઉભા રહ્યા, તરવારે મુખ જોયાં, દુશમનના કરેલા કડકા, દુખડાં સરવે ખોયાં. હે રંગલા.

રંગલો—હે રાજ.

ઠાકોર—ધોતી પોચીને સરવડો, વાંસા કેરો ખરજ આવે ઘોરીના ના બીડીઓ, તે પેચવાનાં અસત. હે રંગલા.

રંગલો—હે, રાજ.

ઠાકોર—માખન મલે લુગડું, ને વેશ્યા જોબન હેણુ

કારકુન ઠામથી ઉતરશો, એ ત્રણ દશ દશ્. હે રંગલા.

રંગલો—હે રાજ.

ઠાકોર—ભાંગતો ભેળી, અફીણતો કપરો, શરી પીએ તેને છાક ચડે, દુધ પીઓરે માનવીઓ, દુધ પીધા કેડે કાયા ઠરે. હે રંગલા.

રંગલો—હે રાજ.

ઠાકોર—તેરે તરીયા, ટોકરો, તોરી બારે માસ, સોળે નર નીપજ્યા તેની મેલો આશ. (આ વેશ જાંએ પોચાડવો હોય તો બીભસ્ત કવીત બોલેછે.)

રંગલો—હે રાજ.

ઠાકોર—અમારે ઘેર ચાર પરાણા આવ્યા.

રંગલો—કીયા કીયા.

ઠાકોર—એક ઠકરાંનો બાપ, ને એક અમારો સસરો, એક ઠકરાળાંનો ભાઈ, ને એક અમારો સાળો.

રંગલો—એતો બેના બે થયા.

ઠાકોર—આ બાચોડના તારીના કાન વઢાવું, ચાર થયા.

રંગલો—મારે ક્યાં સુધી જોવુંછે, લ્યોને ચાર થયા.

ઠાકોર—હે રંગલા ઠકરાળાંએ મગાવ્યું બશેર ઘી, તો અમે લાવ્યા ચાર શેર. ઠકરાળાંએ મગાવ્યો બશેર ગોળતો અમે લાવ્યા ચાર શેર. ઠકરાળાંએ મગાવ્યો બશેર લોટતો અમે લાવ્યા ચાર શેર, જમવાની વખત થઈ, ત્યારે સહુને તો નાવાનાં પાણી આપ્યાં, અને અમને પાણી કોણ આપે? અમે અમારે હાથ પગ ધોઈને બેઠા, સહુને

પાટલા આપ્યા, ને અમને કોણ આપે? સાવરણી ભા-ગેલી પડી હતી તે ગાંડતળે લઈને બેઠા, જાણે ઘરનાં ધણીતો એજ. સઉને થાળીઓ આપી, અમને કોણ આપે? પુંજો ભરવાનું ઠીકરૂ ભાગેલું પડ્યુ હતું તે ભાણી માં આગળ મુક્યુ ને અમે તો બેઠા. ઠકરાળાંએ ઝમણો ઘુંઘટો તાણ્યો છે હાથમાં ઘીની વાહાડી છે, ને રમઝમ કરતાં ઘી પીરસવા આવ્યાં, અને અમારી સામી તો દોઢી આંખો કહાડી જોયુ, એટલે અમારાં તો ધોતીઆં નરમ થઈ ગયાં. તે વારે ઠકરાણી બોલ્યાં. ઠાકોર બેઠા પરોણા સાથ પણ જમશો અમારે હાથ પાડોશણનું ડોબું છે તે પાઇ આવો, છાશ નહિ આપે તો છોકરાની આંખ્યોમાં ફુલાં પડશે.

રંગલો—ઠાકોર જાતે છો નાના, ને છોકરાં કેનાં?

ઠાકોર—અમારાં.

રંગલો—મેર મારાભાઇ તમેજ જાતેજ છોકરા છોને.

ઠાકોર—હે રંગલા. અમે તો ઉઠ્યા. તળાવ હતું ટુંકડું, ડોબાને છોડ્યું.

રંગલો—ટુંકડું તે ચેટલું, એતરવા, બે એતરવાહ, ગા-મને ભાગોળે, એક ગાઉ, બે ગાઉ, કે ચેટલું?

ઠાકોર—ત્રણગાઉને તરએટે, અમે તો ઉઠ્યા. ડોબું તો ઉતાવળું હીંડે.

રંગલો—ચેટલું ઉતાવળું, ચારેપગે દોડે ધમક ધમક ચાલે.

ઠાકોર—તોએ ઉતાવળે.

રંગલો—અમ હીંડે.

ઠાકોર—ભેંત હાથે તો ડોબું હાથે.

રંગલો—તને ગરદન મારૂં તને ડોબાં. ઠાકોર તમે એમ કરયું ઠાકોર.

ઠાકોર—અમે તો માથું દેઇને ડેળવા માંડયું ને બોલ્યા હેંડ, હેંડ. એટલામાં ડોબે અમારા માથા ઉપર છાણનો કરયો પોદળો. તેમાં અમે દટાઈ ગયા. એવામાં તારા પરીઆનું પુન તેથી ડોબું મુતરયું, તેથી છાણ ધોવાઈ ગયું, ને અમે ઢાલ તરવાર લઈ "ઉગરયા છીએ, "એમ કહેતાં નીસરયા. ડોબું તો હીંડ્યું તે તળાવમાં પડ્યું તે નીકળે નહી. ત્યારે અમે તેને સાદ દેવા માંડ્યા. ચાંદડીરે ઓય, તારૂં ભાડું પડે ભાંગ, ચાંદડીરે ઓહો, તને ખરેબપોરે ખો. તોય નીકળે નહી. પછી જળપોતીઆં કરયાં.

રંગલો—જળપોતીઆં તે શું? પીતાંબર પેહેરયાં, કાસ પેહેરયાં કે શું કરયું?

ઠાકોર—કાસ કાઢીને માથે મુકયાં.

રંગલો—એમ કોહોને કે નાગા થયા.

ઠાકોર—અમે તો તળાવમાં જઈ ડોબાંને આંગળી કરી, કે ઓય કરતું કે નાઠું. હીડ્યા હીડ્યા દરબાર ભણી ગયા. બાબીઓનાં ટોળાં મળ્યાં. તે કહે, ઠાકોર તમારી આગળ શું? તો કે ડોબુ. ડોબા પાછળ શું? પુંછડું, પુંછડા પાછળ શું? તારો બાપ કળોઠરાત અમે. હે. રંગલા.

રંગલો—હે રાજ.

ઠાકોર—ચાલ્યા ચાલ્યા જઇએ છીએ. એવામાં એક-

લામાં મામીના ટોળાં મળ્યાં તેઓ પણ ભાભીઓની પેઠે પુછવા લાગી. એક ડૈગણી સી મામી હતી, તેણે કાંકરી લેઇને મારી, અમે તેથી શરમાયા. ભાગોળે આવ્યા ત્યાં ઢેડીઆનાં છોકરાં એપળી પેંપળી રમતાં હતાં. અમે કહ્યું તમારીના કાન વઢાવું અમારા લુગડાં ક્યાં છે? ઢેડનાં છોકરાં કહે, તમારે માથેજ તો. અમે જોયું તો માથે લુગડાં. રંગલા કેવું હસવું કરયું?

રંગલો—ગાંડાઈ તો કરી.

ઠાકોર—હે રંગલા.

રંગલો—હે રાજ.

ઠાકોર—અમે તો ચુલે જઇને તરવાર તાણીને ઉભા રહ્યા; ને કહ્યું તારીના કાન વઢાવું તારા ઉપર ચડ્યુ હતું તે ક્યાં ગયું. જાઓ કોઠારજી પાસે અમને શું પુછોછો; કોઠારમાં જોઇએ તો રોટલીઓના ઢગ હતા.

રંગલો—શેરનાં, બસેરના?

ઠાકોર—ઢગ.

રંગલો—ચાર શેરની, દશ શેરની રોટલી?

ઠાકોર—પરાણે.પરાણે,એ રોટલીઓ તેના કડકા કરીયે તો ઢકરાણી મારે તેથી થાળી ઓંજેરી તેનું અટામણ ખાધું.

રંગલો—એટલે તે શું થાય!

ઠાકોર—ચોખાનાં હાલાં જોયાં.તેમાં ચોખાના ઢગ જોયા.

રંગલો—શેર, બસેર ચેટમા.

ઠાકોર—ચાર ચોખાના દાણા હતા. તેના ઉપર કુંવરા-

ની બગાઈ મેલી ઢાંકી મુક્યાં હતા. બગાઈ હાથે લાગે તો ઠકરાણાં હાથ કાપી નાંખે મેંતો માંથુ ખાલ્યું માંથુતો નીકળે નહી તે ખરબડ ખરબડ થાય. ઠકરાણાં પાડોશીને ઘેર માંથુ જોવડાવતાં હતાં પાડોસણે ઠકરાણાને કહ્યું તમે લાવો દાતરડું, અમે લઈએ સાંખેલું. એ ખરબડ કરનારનું ઘસીને માંથુ વાઢીએ. અમે નાસવા લાગ્યા, વચે આવ્યો થાંભલો, તેથી ચોખ્ખાનું હાલ્લું તો ભાગી ગયું, ને કોટે રહ્યો કાંઠલો. અમેતો ચોરેગયા. સરખા સરખા ભાઈબંધ બેઠાછે, કસુંબા કહ્યાછે, તો વાલજી કાકાના સમ લ્યો, માલજીકાકાના સમ, એવું કહી રહ્યાછે. એવામાં અમે ત્યાં ગયા. અમે કહ્યું, ઠાકોર જવારછે, તેમણે પુછ્યું, ઠાકોર આ કોટે શું ? અમે કહ્યું જે; કેદાર માતા તે કાંકણ પેરી લાવ્યા. દેશ વદેશ જાણીએ. સાંભળ સમાચાર મોરે લાલ, પેલી ગોળવાડથી અમો આવ્યા, અમારૂં નામ કજોડારાજ, આગળથી આવ્યા અમે, પછવાડુથી આવે ઠકરાણાં, તો મેળાવો કરજો તમે.

ઠકરાણાં.

નેણ પદાર્થ નેણ રસ, નેણે નેણ મળંત;
અજાણ્યાસુ પ્રીતડી, પ્રથમ નેણ કરંત. થેઈ તા થેઈ.
જીરે સ્નેહડો નેણનો લાગ્યોરે, મરારી નેણનો લાગ્યોરે. તા થેઈ તા થેઈ.

એમ ઠકરાણી ગાય છે અને ઠાકોર તેના ગળામાં હાથ નાખવા જાય છે, ને તેના ગાળ આંપગે છે.

ઠાકોર—હે, રંગલા.

રંગલો—હે, રાજ.

ઠાકોર—લાવરે નેસરણી.

રંગલો—શું કરશો?

ઠાકોર—ઠકરાળાંને ગાલે મારે બચી કરવી છે.

રંગલો—નેસરણી ક્યાંથી લાવું, લો મને બચી કરો.

ઠકરાળાં—કાઠારે ઘઉંની રોટલીરે, માંહે માળવીઓ ગોળ;

નાનો નાવલોરે, તેડી જમાડું મારા નાવલાને.

કાંઈક ખાઈને મોટેરો થાય, નાનો નાવલોરે.

બાઈજી તમારો બેટડોરે, નણદી તમારો વીર;

નાનો નાવલોરે. ચોખા મગની ખીચડીરે,

માહે ગવરીનાં ઘી. નાનો નાવલોરે.

ઠાકોર—હે, રંગલા,

રંગલો—હે રાજ.

ઠાકોર—આઘો પાછો ફરી, ઠકરાળાંને પુછે કે, તમે શે મશે પધારયાં છો?

રંગલો—ભાભીજી તમે શે કામે આવ્યાંછો?

ઠકરાળાં—તમને ખબર નથી, તમારૂં હઈયું ફુટ્યુ છે?

રંગલો—તમારૂં હઈયુ ફુટ્યું છે.

ઠકરાળાં—અમે તો ઠાકોરને રાડીએ આવ્યાં છીએ, ઠાકોરને વગોવા આવ્યાં છીએ.

રંગલો—ઠાકોર, તમને વગોવાને આવ્યાં છે.

ઠાકોર—ચ્યાં, ચ્યાં વગોવશો?

રંગલો—હે ઠકરાળાં, તમે ઠાકોરને ચ્યાં વગોવશો?

ઠકરાળાં—સરખો સાહેલીઓમાં, તાંબા પીતળનાં બેડાં લેઇશું, રમક ઝમક કરતાં કુવાપર જઇશું, ત્યાં ઠાકોરને વગોવશું. (એવી બે ચાર જાતનાં કહે છે).

રંગલો—ઓ કચરાળાં.

ઠાકોર—અરે હરામી ઠકરાળા કહેને.

રંગલો—મોઠા થાઓ તો ઠાકોર કહશું.

ઠાકોર—હે, રંગલા, અમે ક્યાં વગોવાંશું ? સરખે સરખા બાહ્યબંધ બેઠા હશું, રેંટીઆ કંતુંઆ કાઢીશું, ત્યાં ઠકરાળાંને વગોવીશું.

ઠકરાળાં—અમે ભાત આલવા જઇશું ત્યાં વગોવીશું.

ઠાકોર—અમે સાંઠે સાંઠે વગોવશું.

ઠકરાળાં—વગોણાનું ગીત ગાય છે.

મારીરે અંબાજી માતા.હું માગુ ઘણા ઘણા માનજીરે;
નાનો સરખો મારો નાવલીઓરે,તેને હૈડે દેજો માતા સાનજીરે;
કરમે કજોડુ મારે બાહાર વગોણું, મારા સાહેલ ઓમાં ગોણું;
સાહેલીઓના મેણાથી મારો જનમારો કેમ જાય,
મારો જનમારો કેમ જાયરે. તા થઇ તા થઇ.
બાગોળેજઇને રાંઢવાંઅમળાવે,ઘેર આવીને મને થાળોબોલે;
આ પરણ્યાથી મારે કાંઇ ન સીજે,મારે તરખલાને તોલે.તા.
કજોડા સાથે કરથન કીધી, માંહે ઉગ્યા ડાભ;
આ પરણ્યો મારી સેજે આવ્યો,તારી કુટીએ પડીયો આભ.
નાનો સરખો નાવલીઓ, હાથમાં ઝાલે બાલો;
આ પરણ્યાથી કાંઇ ના સીજે, મને પાપ્રેશા ઘણો વાહાલો.

(ઠકરાણી ગાયછે) કરમ કજોડું, મારે જુગમાં વગોણું; અધવરમાંમેલ્યું, અરેરેરે દુઃખકોને કહીયે, વખડાં ખાઇનેરે મરીયે. આ બાપોએ ઓટું કીધું, જોડું નવ જોયું, સુખ સ્વપને ન દીઠું, જોબન મારૂ અકારે ઓયું. અરેરેરે દુઃખ૦વખડાં ખા૦ સાસુ કહે સુણ વહુવારૂ, કાલ મોટા થાશે; સેજ પલંગ મને સુળીલાગે, મુખડાં કરમાઇનેજાશે. અરેરેરે દુઃખ૦વખડાં ખા૦ પાડોશીના સુખડા જોઇને, ભરાયછે હૈયું; વર બાળક કાંઇ ન સમજે; કે કનાનેરૂ છૈયું. અરેરેરે દુઃખ૦ વખડાં ખાઇને૦ બાવાજીને મઢીએ જઇને, પીયે ભાંગનો લોટો. બુધ્ધિ અજ્ઞાની કાંઇ ન સમજે, પીટ્યા તારો વાયદો ખોટો. અરેરેરે૦ વખડાં૦ સેજ પલંગપર સુવા જઇએ, ત્યારે મુઓ મુખ મરડી સુવે; હાથ ઝાલાને જરા બોલાવું, ત્યારે ઝઝેરૂં રૂવે. અરેરેરે દુઃખ કોને કહીએ, વખડાં ખાઇને મરીએ.

ઠાકોર—હે, રંગલા.

રંગલો—હે, રાજ.

ઠાકોર—જાવ પેગડું.

રંગલો—પેગડાને શું કરશો?

ઠાકોર—ઠકરાણાંની કેડે બેસીશું.

રંગલો—ઉભા રોહો, કહી આવું.

સાંભળોછો બાજી આ ઠાકોર કહેછે, તમારી કેડે બેસીસ.

ઠકરાણું—તમે ગાંડા થયાછો?

રંગલો—એતો કેહેછે કે, નહી બેસાડો તો રોઇશું.

ઠકરાણાં—લાવો ઘરમાં કોઇ દેખતું તો નથી?

રંગલો—માનવી હજારેક હશેછે, તમે ને હું બે આ-ધળાં છીએ, એમ કહી ઠાકોરને તેની વહુની કેડ ઉપર બેસાડે છે.

ઠાકોર—હે રંગલા. હવે કોણ મોટું, અમ કેવા દેખાઇ-એ છીએ?

રંગલો—જાણે માએ દીકરો કેડે બેસાડ્યો.

ઠાકોર—કેડે બેશીને વહુને તેનાં ઘરેણાં વીગેરેનાં નામ પુછેછે. આ શું? કંઠી, વીગેરે કહી પુછી લોકોને હસાવે છે, ને છેલે છાતીભણી આંગળી કરી પુછેછે કે, આ, શું? ઠકરાળી જવાબ દેછે કે, એતો વીસામા છે.

ઠાકોર—એમાંથી શું નીકળે?

ઠકરાળાં—દુધ.

ઠાકોર—તો, અમે ધાવીશું.

ઠકરાળાં—ના ધવાય.

ઠાકોર—તો અમે રોઇશું.

રંગલો—કાંઈ કરતાં ધાવતા રહો!

ઠાકોર—હો, ઠકરાળાંને દોવા ભેંસ, અને ચડવા ઘોડું આપે તો રહીએ.

(આ વખતે ભવાઈ કરાવનારા કાંઈ ભીખ માગેછે તે લઈ ઠાકોર કેડથી ઉતરેછે.)

ઠાકોર—અમને મારેછે, કુટેછે, તે શું અમારે ઉપરાણું નહી હોય?

રંગલો—હોય તો બોલાવો.

ઠાકોર—આવરે કજોડાની આઈ, તેની મા આવી કહેછે, "આવી મારી જાઈ, મને ગામને ટેકે સાઈ, આવીરે ડોસી આવીરે" તા થેઈ તા થેઈ.

ઠકરાળાં—આ ઉપરાણું કેનું આવ્યું ?

રંગલો—ઠાકોરનું.

ઠકરાળાં—અમારે નહી હોય કે, ને અમારે તો આવડા આવડા દાંત છે.

ડોસી—મને કોણે બોલાવી.

રંગલો—તમારા કજોડાએ.

ડોસી—ક્યાં ગયો મારો કજોડો !

ઠાકોર—આ રહ્યો.

પછી મા દીકરો મળેછે ને કજોડો પુછેછે કે પેલા પાંચ રૂપીઆ આપ્યા હતા તે કયા ?

ડોસી—આ જોને મોટો રૂપીઆનો હીસાબ માગવા આવ્યો છે, હુંતો દ્વારકાં ગઈતી ત્યાં મને કાબે લુટી લીધી. અને હવે અહ્વા એક બદામ છે.

ઠકરાળાં—ઠાકોર તમારે ઉપરાણું આવ્યું છે તો અમારે નહી હોય ?

રંગલો—હોય તો બોલાવે.

ઠકરાળાં—આવરે રૂપઇયાની આઈ.

આઈ—આવી મારી જાઈ, મને બામને પાંજે સાઈ.

પછી ગોદાવરીની જાત્રાનું ગીત ગાય છે.

આજ મને વાહાલાં રે ગોદાવરી,
કામ કાજ વીસર્યાં રે ગોદાવરી;
એ બદામનું ગોપીચંદન, ઉભું ટીલું કરીએ;
રામજી આપે રંડાપો તો તીરથ કરતાં ફરીએ.
આજ મને વહાલા રે ગોદાવરી.
પાંચ પાનાનું પતરાળું ને, બે પાનાનો પડીઓ;
ગોદાવરીના સંગમાં તો, રાંડી રાંડો લડીઓ.
આજ મને વાહાલાં રે ગોદાવરી.
એકે મુકયો રેંટીઓ ને, બીજીએ મેલી પુણી;
ગોદાવરીના સંગમાં તો રાંડીરાંડો સુણી.
આજે મને વાહાલાંરે ગોદાવરી.

આઈ—મને કોને બોલાવી.

રંગલો—તારી દીકરીએ.

ઠકરાળાં—હું, આ રહી મળો.

આઈ—આવ મા મળીએ.

પછી બંને ભેટેછે ને આઈ કહેછે, ઠરજો ને ઠાંગરજોમાં

ઠકરાળાં—આઈમા તમે મને પેલું નાનું ઢેચણ જેટલું પરણાવ્યું, તે મને દહાડે કજીઆ કરેછે, ને રાતે બોલાવા જાઉતો બોલતુએ નથી, ને બાબડાની પેઠે મ્હાર માર કરેછે.

આઈ—રાતે મારેછે કે દહાડે?

ઠકરાળાં—જો મારૂ શરીર ફીકરમાં કેટલું બધું મળી ગયું! માટે જઓ કજોડાને કાંઈ શિખામણ દો.

આઈ ઠાકોરની બહેનો જઈ બાંડેછે, એટલે ઠાકોરની મા લડવા આવેછે, ને ખુબ લડેછે. પણ અંતે સલાહ કરેછે, ને બોલેછે કે, આવોને વેવાણ આપણે શાને વઢી મરીએ. ધણી ધણીઆણીની રાડ, ને જવાસાની વાડ, ધણી ધણીઆણી રાજી, તો ક્યા કરે મીયાં કાજી. આવા આપણે તેલ ઘાલીએ, એક ડોસી બેશી બીજાના માથામાં તેલ ઘાલેછે, ને વળી મસ્કરીઓ કરેછે, તથા ફટાણાં ગાયછે. ને પછી લડી ધામધુમ કરી જતી રહેછે.



વેશ ૮ મો—કાબાનો.

સરૂઆતમાં બ્રાહ્મણ આવેછે જે, રામ ભજો રામ ભજો, રામ રામ ભજો. એસા થેઈથા.

બ્રાહ્મણ—હું બ્રાહ્મણ છું માહારાજ હું ગંગાપારી બ્રાહ્મણ છું મારો કાંઈ આટો કુટો થશે માહારાજ.

સુખાનંદ—હા ગામમાં જા ટેલ નાખ, તારો કુટો થશે.

બ્રાહ્મણ—વારૂ જજમાનરાજા ભગવાન તમારૂ બુરૂ કરજો.

સુખાનંદ—બગાબાઈ અમારૂ શું બુરૂ કરશે ?ને ભગલો તો આ ધાંયજો છે.

બ્રાહ્મણ—હું ટેલ નાખુ છું. (ગીત ગાય છે.)

ભટને કુંવારો કુંવારો કહે છે, ભટને પીતરાઈ ભણાં દેછે.
ભટને પરણાવનાકેમ ચાલે, ભટના મંદીરમાં કોણ મહાલે.

જેવા અઈતર વૈશાકના તડકા, એવા કુંવારા બ્રાહ્મણના ભડકા
ભટના સસરાનું નામછે પંડ્યો, મને ખુણે ધાલીને દંડ્યો.
ભટની સાસુનું નામછે વાળી, રૂપીઆ માગે એક પાળી.
ભટની સાસુનું નામછે લાઝી, એને ખારાકુવામાં મ ડાબી.

બ્રાહ્મણ—માહારાજ મારો આટો કુટો થયો. ને હું રસોઈ કરવા બેસુછું. ને ચોકા કરતાહું માહારાજ તમેરા મુલકમાં કાયકા ચોકા કરતેહો.

સુખાનંદ—ગાયકે ગોબરકા.

બ્રાહ્મણ—ગાયકા ગોબરકા છીરૂ છીરૂ ગાય તો ઘાસ ખાય, ફુસ ખાય.

વાંકો ચુકો, ઉનકો ચોકો અમારા મુલકમાં નવી કરે.

સુખાનંદ—તબ તુમેરા મુલકમાં કાયકા કરતે હો?

બ્રાહ્મણ—માણસકા ગોબરકા.

સુખાનંદ—અરેરે તેરા નીખોદ જાવે સાલે, તુમેરા મુલક બોત ખરાબ. છુ! છુ! છુ!

બ્રાહ્મણ—હાથે ચોકો કરતો હોય તેમ તેમ ચાળા કરે છે. ને બોલે છે નારાયણકા ચોકા કરો, નારાયણકા ચોકા કરો, ને કહેછે કે નારાયણકા સનાન કરો.

સુખાનંદ—અરે સાલે એ પેલો નાયણો કુંભાર સુણેગો તો તેરેકુ પરદેશમાં મારડાલેગા. માટે ઠીક બોલ. આ સાંભળીને પેલા બ્રાહ્મણ સ્નાન, ચોકો કરી પોતાનું દીલ

સોવે છે. પગેથી લોહોતો લોહોતો ઉપર જાય છે, ને કેહે છે કે તમે ગુજરાતી લોક ખરાબ હો, તુમ મોહોકા તેજ પાંઉપર લાતે હો હમતો નાચેકા ઉપર લાતેહે.

બ્રાહ્મણ—આપતો બાજરે બનાતાહુ, ને ખાવા બેસેછે ને કેહે છે, અબ કોઈ આવે તો મેરેકુ કેના નહી. દેખ ભાઈ, કુત્તા આવેગા તો મે નહીં ખાઉગા, ને ભંગીઆ આવેગા તો મે નહીં ખાઊંગા, બીસ્ત આવેગા તો મે નહીં ખાઊગા, ને ફકીર આવેગા તો ખાઊંગા.

સુખાનંદ—ટુકડા રોટી ડાલીપો.

બ્રાહ્મણ—કૌન હે ?

સુખાનંદ—કુત્તા આયા ઉઠ જા.

બ્રાહ્મણ—મે કાંગાપરી જમન હું, તે કુત્તેકે સાંમેંસે ખાજાઉં.

સુખાનંદ—ટુકડા રોટી દીજીઓ.

બ્રાહ્મણ—કોન હે ?

સુખાનંદ—ફકીર.

બ્રાહ્મણ—ફકીરકી ઝોલીમાંથી ખાઇ જાઉં એસા હું.

સુખાનંદ—કુકડા રોટી દીજીએ.

બ્રાહ્મણ—કોન હે ?

સુખાનંદ—ઓ બીસ્તી તેરે ઘરમે પાણી ડાલનેકુ આયા.

બ્રાહ્મણ—ઉસકા પાણી નહિ હોના મેરા મુતર પીઊગા.

સુખાનંદ—ટુકડા રોટી દીજીઓ.

બ્રાહ્મણ—કોન આયા હે ?

સુખાનંદ—ભંગીઆ આયા.

બ્રાહ્મણ—ઊં ઊં હમને બેઠા હું ખાતા નહિ ભંગીઆકુ નહીં દેખેગા. ચલો ભાઈ અબતો જાતાહું, મેરેકુ દુવારકાં જાનેકા રસ્તા દેખાવ મેને સ્નાન કીયા, ખાયા, તઈયાર હુવા અબ મે જાઉગા, કોઈ રસ્તા બતાવ.

સુખાનંદ—એક લંબા રસ્તાહે, ઔર એક ટુંકા હે, એક છે મહીનેકા, ઔર એક એક મહીનેકા.

બ્રાહ્મણ—મેરેકુ ટુકડા હોય સો દેખાવ.

સુખાનંદ—ટુકડા મારગપર બોહે,હુવાં કાબાલોક લુટતેહે.

બ્રાહ્મણ—મેરેપાસ પીજરમલકા ધોંસા હે, ને એક ચીલમ ઔર સાફી હે, ઔર મેરીપાસ પીજરમલકા એસા ધોંસાકા મંતર હે કે, દુરથી દેખે ને લુટ લેને મેરે બલમ કે જોરસી કોન લુટ લેને વાલા હે.

સુખાનંદ—બ્રહ્મા નાસી જનેરે, તારો કાબો આવ્યોરે.

આવી રીતે બે ત્રણ વખત ગાય છે એટલે કાબો આવે છે. ને પછી ટીપણું-માળા-લોટોદોરી-લાકડી તથા તેની પછેડી વગેરે લુટે છે.

કાબે લુટ્યો એટલે બુમો પાડતો આવેછે, ને કહેછે જે મેરેકું રસ્તા બતાનેવાલા મર જાઈઓ.

સુખાનંદ—તેરા ક્યા ગયા ! ચંબો બાપો કે નંબો ?

બ્રાહ્મણ—પાણી પીનેકા લોટા ગયા, કુતા મારીકને લકડી ગઈ, રામ ભજનેકી માલા ગઈ, ચદર ગઈ, ટીપણા ગયા, સબ એકો સાલો લે ગયો.

સુખાનંદ—તું અબ રોતાંહે કાયકું, તેરા મંતર જંતર કહાં ગયા કે તેં લુટાયા. ને તુ બોલતાથા કે છુમંતર કરદઉં.

બ્રાહ્મણ—અરે ભઈયા મેંતો ભુલ ગયા. સાલો કાબો મેરેકું મારને લગો. એસા કે મેં ભુલ ગયા, અબ આવેતો મારૂં.

સુખાનંદ—બ્રહ્મા કાબો આવ્યોરે, બ્રહ્મા કાબો આવ્યો.

પછી બ્રાહ્મણ છુ મંતરની ફુંકમારી તેને પોંસા મારે છે એટલે કાબો મુએલાની માફક સુઈ જાય છે. ને તેના ઉપર લુગડું ઓઢાડી લાતો મારે તો પણ બોલતો નથી.

સુખાનંદ—અબે ઓ, એતો હીંદુ હે, ઉસકી ક્રીયા તો કર.

બ્રાહ્મણ—ક્યા કરૂ ઇસકે મોંમેં મુત ડાલું.

સુખાનંદ—અબે બમણુ, ઈસકી ઓરત બડી જબરી હે, સો તેરેકું મારડાલેગી.

બ્રાહ્મણ—મેરેકું ક્યા કરનેવાલી હે. (કાબી હાથમાં નાગી તરવાર લેઇને શોકાતુર થઈને ગાતી આવે છે.)

મારી બાળીભોળીનો નાથ, કેને મારીલોરે; મારીલો.
મારા જંગલ કેરો નાથ, કેને મારીલોરે; મારીલો
આવી રીતે ગાયછે ને ફરતી જાયછે. અને બ્રાહ્મણ

સંતાઈ જાયછે. પછી કાબી પોતાના ધણી પાસે જાયછે ને તેના હાથ પગ વગેરે તપાસેછે ને પુછે કે તમે દાટ્યું છે તે ક્યાં છે મને કેમ દેખાડ્યું નહી પછી બે ચાર જણીઓ કુટે ને વિલાપ કરેછે.

## વિલાપ.

અરેરે મારો નાવલીઓ, મુને રઝળતી મુકી શીદ ગયો;
પણરે ભુંડા તારા માલખજાના તે ક્યાં ઉડી ગયા.
અરેરે તારે માળીયાંએ નથી, ને વળી વસ્ત્રાદિકે નથી;
પણરે તારા મારનારનું, તારા જેવુંજ થજો.

સુખાનંદ—હજુએ રાંડને તો, માલખજાનો જોઇએ છે.

પછી બેહાથે કુટેછે ત્યારે સુખાનંદ વચમાં બોલેછે કે, હાય હાય, ઊંટ ઊંચુ, હાય હાય પુછડું ટુંકુ. (એટલે કાળી)

કાબી—અરે રોવા મારેતો બધું ખરાબ થયું ને તને તો ઊંચુ નીચુ સુઝે છે. પછી છેડો વાળેછે.

બ્રાહ્મણ કહેછે કે, તુ કાયકું રોતીહે, અરે ઘર ચલને. એ ચોર મુએસો અછા હુવા. રાંડ લોકોને લુટવા શા સારૂ મોકલે છે, ને લોકને લુટી ઘરેણાં પેહેરવાનાં લાવે તે કેવાં વાહાલાં લાગતાં હતાં. લુટનેકા અછા લગતા હે રંડી, ઘરમેં રખા હોત તો કોઈ નહીં મારતા.

કાબી મોં ઉઘાડીને કહેછે.

મારો નાવલીઓ કોને મારીયોરે, કોને મારીયો.

સુખાનંદ—અબે રંડી, તુ કાયકું રડતી હે, તેરા ધણી-

એ પેલા ગંગપારી બ્રાહ્મણને લુટી લીધો તેથી તેણે જુમં-તર કરચા એટલે મર ગયા. અબ તેરે ચાહેસો કર.

કાબી—તેં મારા ધણીને માર્યો.

બ્રાહ્મણ—ના મેં નહી, આણે માર્યો; કોઈ બીજાને બ-તાવે છે. કાબી તેને પકડવા જાયછે તેટલામાં બ્રાહ્મણ નાશી જાયછે. કાબી તેની પાછળ દોડેછે ને ગાયછે, ફીને મારીલોરે મારા ઝટવારે' એના એ બોલ ફરી ફરીને ગાય છે ને બ્રાહ્મણીની પુંઠે દોડેછે. બ્રાહ્મણ પકડાયછે ને કેહે છે, મને ક્યાં પકડ્યો હુંતો હજામ છું, તમાશા જોવા આ-વ્યો છું, હુંતો ઘાંચી છું, મસાલ ઝાલવા આવ્યોછું. કાબી માનતી નથી ત્યારે તે કેહેછે હુંતો પીંજારો છું, ને મોડે પીં-જાર બોલાવેછે; પછી કેહેછે હું વાઘરી છું, દેવ દાતરને પોપટ આપવા આવ્યો છું.

કાબી—નહી તું બ્રાહ્મણ છે તારા કોટમાં જનોઈ છે. તેં મારા ધણીને મારયો. તુંજ મારનાર બીજો કોઈ નહી.

બ્રાહ્મણ—રોઈ પડેછે ને કેહેછે મારો સગ લીનો તબ મેં માર્યો, મેરો સેર સોનો લીનો, સેર રૂપો લીનો, લઠી, કરબતી, ધોત, પોઠી સબ લે ગયો, તબ મેં મારો.

કાબી—તારા સબ પીછા દઉં તો જીતો કરે ?

બ્રાહ્મણ—હા મેરા પીછા દે, મેં જીતા કરૂં.

કાબી—લેરે બ્રાહ્મણ તેરી લઠીઆ લેરે, ધોતી લે, તેરી પોથી લે, પાણી પીનેકી કરબતીઆં લે, રામ ભજનેકી માળા લે, તેરો રૂપો લે, તેરો સોનો લે, સબ તેરો આપો!

**બ્રાહ્મણ**—હા આપો. અબ એક બંગીકું બોલાવકે ઓ આકર એ મડદાકુ ઘસડ લે જાય ઓર દાટે એમ કહી નાસે છે.

કાજી તેને પકડીને કહે છે રે મુંવા ઢાંગા તેરા સોના રૂપા સબ પીછા દીયા અબ કીયુ નહીં જીતા કરતા?

**બ્રાહ્મણ**—મેરો થો સો મેરેકુ દીયા, ઇસમે તેરે બાપકો કીયો લીયો.

**કાજી**—મુવા તેરા કાં થા, તું તો રોતે થો, તેરા સબ ડુબાયા

**બ્રાહ્મણ**—લે જીતા કર દેતો હું.

કોઈ પાસે એક પઇસો લઈ કાજાની આસપાસ ફરી ને કેહેછે અલ્લા બે અલ્લા, કાપુ તેરા ગલા, ઉઠે નહીં તો કુટમારૂં, જોને મેરી બલા; ઉઠઉઠ ખડા હોજા.

કાજો ઉઠી જતો રહે છે ને વેશ પુરો થાય છે.



## વેશ નવમો પઠાણનો.

કોઇ ગામમાં એક નાગર બ્રાહ્મણ હતો ને તેની બાઇડી નાગર બ્રાહ્મણી હતી તે પોતાના ધણીને વશ કરવાને સારૂ ભમતી હતી તેવામાં કોઈએ રસાલામાંના એક પઠાણને બતાવ્યો કે તેની પાસે વશીકરણ ખરે ખરૂ છે તેથી રોજ સાંજે અગર દહાડે તેના ધણીને દરશન કરવાનું નામ દેઈ તે પઠાણ પાસે જાય, ને વળી મીયાંભાઈવો આવાંજ કામ સોધેજ.

**બ્રાહ્મણી**—ક્યું હે પઠાણ સાહેબ.

પઠાણ—અછા તુમ કાઇકુ આઈ હે,

બ્રાહ્મણી—શું કરૂં? મને નઠારા ખાવંદ મીલાહે, તે કુછ સુજતા નહીં.

પઠાણ—તુમને અમેરા કયા કામ હે.

બ્રાહ્મણી—કુછ મુજકું ઘુ મંતર કરદો તો અછા. મારા ધણીને વશ કરવા છે, ને કોઈ દોરો ચીઠી કરી આપો કે જેથી તે વશ થાય.

પઠાણ—હા કર દેગા. ફીકર મત કર.

બ્રાહ્મણી—કબ કરોગે?

પઠાણ—મેં તો પા કલાકમે કર દેઉ પણ મેં તુજકું કુછ કેહે શકતા નહીં.

બ્રાહ્મણી—હા, હા જે હોય સો બોલદો.

પઠાણ—તીનસેં રૂપીઆ ખરચ હોયગા. (એટલામાં) એક દીવશ પઠાણ કસુંબા નીકાલતા ઉસ વખત પેલી બ્રાહ્મણી ત્યાં દોરો કરાવા જઈ ચઢી.

પઠાણ—લો જરાસેં કસુંબા તો પીયો.

બ્રાહ્મણી—નહીં સાબ, મુજે અછા નહીં લગતા.

પઠાણ—એમાં કાંઇ લોબાન ચઇએગા.

બ્રાહ્મણી—નહીં, મેરે પાસ જડીબુટી અછી અછી હે ઘસઘસી કર દેંગા પણ અબી તમ કસુંબા પીતે કે નહીં? હા, બાવ, જરા પી લેવે. (ને પછી પઠાણે ચીઠી આપી) ને પછી બ્રાહ્મણી પાછી પેર ગઈ.

એમ કરતાં કરતાં ઘણા દીવશ સુધી એવી રીતે પઠાણે

ફેરા અવરાવ્યા ને તેને ઓરાકીમાં તથા ગપા ગપીથી ગુલતાન કરી નાખી. ને પછી એક દીવશ પરાણે પરાણે પોતાના ભેગી આવાને બેસારી એટલે થઈ ચુકયું ને પછી તો સાફ વટલાઇ ચુકી, ને ત્યાંને ત્યાંજ લાગટ એક બે દીવશ સુધી રહી, એટલે તેના ધણીએ તપાસ કરી કે રાંડ કયાં જતી રહી. પછી તેના ધણીએ ત્યાં આવીને શોધી કાડી પણ એનું કાંઇ ચાલે નહીં તેથી છાનોમાનો ઘેર આવીને ફરિયાદ કરવાનો વિચાર કર્યો. ને અહીં પઠાણે પેલી રાંડનેતો ગાંડી જેવી કરી નાખી હતી કે તે પઠાણવિના બીજા કોઇને તો ઓળખેજ નહીં, આવી રીતે જોવાથી તેનો ધણી સાહેબ પાસે ફરીવાદ કરે છે.

પછી બ્રાહ્મણી આ નીચેનું ગીત ગાય છે.

સુંદર સુગ્રા મેરી જાન, મારૂં દીલ લાગ્યું પઠાણશું;
પઠાણ દીલ્લીનો દીવાન, અમદાવાદનો ઉમરાવ; મારૂં. ૧
પેહેલી હતી નાગર બ્રાહ્મણીરે, જમતી કેળાંને ખાંડ;
પણ હવેરે થઈ સુંદર તરકડી, જમુ પુલાવને નાન. મારૂ. ૨
સુંદર સુગ્રા મેરી જાન, બીડા કરરે ખુરસાન;
ગોરી હોય નાદાન, વારીજાઉ માઝૂં માન. મારૂ. ૩
પાંચ રૂપીયા આપુ રોકડારે, કોઈ લશ્કરમાં જાય;
જઇને પઠાણને એમ કહે, સુંદર ધાન ન ખાય. મા. ૪
સોનારે વાડામાં મારૂ સાસરૂ, નાગર વાડામાં રહીએ;
તેડાંરે આવ્યાં પઠાણનાં, એને ના કેમ કહીએ. મા. ૫
કે લીલુડા વાંસની ટોપલીરે, સુંદર દળવાને જાય;

દળતાં દળતાં માંડ્યાં રૂશણાં, લોટ કુતરાં ખાય. મા. ૬
હુંરે માંડાસાની બ્રાહ્મણી, તમે દિલ્લીના શેખ;
કીયે જનમની મારે પ્રીતડીરે, પેલા તે ભવના લેખ. મા.૭
બીલારે પંજા તંબુ તાણીઆ, ફરતી સોનેરી ઝલ;
વચ્ચેરે બેઠીરે નાગરબ્રાહ્મણી, પરણ્યો ફાંકેછે ખુંળ. મા. ૮
દેરાણી જેઠાણીનાં જોડવારે, હળી મળી પાનીડાં જાય;
પાળે ઉભો પઠાણ પાતળોરે, દેખી હરખ ન માય. મા.૯
હાથમાં લાલ કમાન લટકતી, તાણી તાણીરે મારે તીર;
ફાલુડા વાગે રૂદીયા ફાટે, ના તાણશો મારાં ચીર.મા.૧૦
શેરની વણુ સોતેર રોટલીરે, પઠાણ પાતળીયો ખાય;
ભેળાંરે બેશી આરોગશું, મનમાં હરખ ન માય. મા. ૧૧
આગળ સસરાજીનો ઘોડીલોરે, મધ્યે દીઅરને જેઠ;
વચ્ચે પરણ્યા તારી ઠાઠડીરે, લેઈ જાઉં સમુદર બેટ.મા.૧૨
અગરે ચંદનના મંગાવું લાકડાંરે, તેની ખડકાઉં ચે;
મુંજરે કારણ તમે મારશોરે, બળશું આપણ બે. મા. ૧૩

સાહેબ—અછા પટાવાલા એ કયા બોલતા હે.
પટાવાળો—ફરિયાદ ફરિયાદ બોલતા હે.
સાહેબ—કયા હે.
બ્રાહ્મણ—અમારી બુઢ્ઢીકુ પઠાણ લે ગયા હે.
સાહેબ—પટાવાલા, એ કયા બોલતા હે.
પટાવાલો—ઉસકી બુઢ્ઢીકુ પઠાણ લે ગયા હે.
સાહેબ—ઓઓ! એસા હુવા હે?
પટાવાલો—હા સાબ એસા હુવા હે.

સાહેબ—બમનીકુ બોલાવ.

પટાવાલો—સાબ, એ બમની આઈ.

સાહેબ—બુબુકુ તમ બોલો, કે તું કાંહાં સુધી બમનકે ઘરમે રહી.

પટાવાલો—બમની, તું બમનના ઘરમાં કાહાસુધી રહી.

બ્રાહ્મણી—નાનીથી મોટી થઈ ત્યાં સુધી.

પટાવાલો—સાબ ઓતો એસા બોલતી હે કે નાનપણુથી આજ સુધી રહી.

સાહેબ—અછા, અછા, સબ બમનકા માલ ખાકે હરામ કીયા હે.પટાવાલા તુમ ઉસકુ પુછોકે તેરી કેશી મરજીહે.

પટાવાલો—સાબ ઓતો એસા બોલતી કે મેંતો કુછ નહીં કહેતી, ને પઠાંણકુ જાઊંગી.

સાહેબ—અછા પટાવાલા, પઠાણકુ કેદ કરો એટલે કીસે જાયગી.

હેડ—સાબ જાને દો, બમની બોત ગરીબ હે ?

સાહેબ—ગુસ્સે થઈને હાથ પુ બપાડ મેન મંકી.

બમની—પટાવાલા હુંભી કેદમે જાઊંગી

પટાવાલો—સાબ એ બમનીભી પઠાણકી સાથ જાયગી

સાહેબ—એસા નહીં હોવે ગા. બમનકી સાથ જાના.

---

## વેશ ૧૦ મો સાધુડીનો.

સદા ફકીરી મેરે કયા દલગીરી, સદા મગનમે રહેનારે;

સદા ફકીરી મેરે કયા દલગીરી, સદા મગનમે રહેનારે;

રામ કોઈ દીન હાથી, કોઈ દીન ઘોડા,
કોઈ દીન પાંઉસે ચલના. સદા. ૧
રામ કોઈ દીન સીરો, કોઈ દીન પુરી;
કોઈ દીન ફકમ ફકા, સદા. ૨

પછી એક શેવક સાધુડીને પુછે છે કે આ આંધળી કોન હે.

સાધુડી—હો હે, કોઈ જીવ હે.

સેવક—જીવ તે કેસા? ઉસકા કુચ નામ હોયગાકે નહીં?

સાધુડી—ઓતો, એ જગોપર ખાતાહે ને રહેતાહે.

સેવક—ઓતો મેં હું ભી જાણતાપણ ઉસકા નામ કયા?

સાધુડી—સાલે તેરે કયા જરૂર, તું કુછ ખાનેકા દેતાહે તે તેરેકુ મેં કઉ, જા, જા, ગાંજા પીનેકે વાંસી.

સેવક—હાં હાં અલબત સમજ ગયા.

સાધુડી—અબે ઓ, સેતાનકે સાલે, કયા સમજગયા તું?

સેવક—એતો ઓઈ, ગટ પટ.

સાધુડી લઠ લઈને—શેવકને, અબે નખોદગીર, સાલે ગટ પટ તે કયા બોલા. ઉસકા ભેદ સમજા કરે જા.

સેવક—અરે મારા બાપરે, મને જવા દો મારાતો પુરા ભાગ મળ્યા, ભોગ લાવ્યા તે તમારૂ ગટ પટનું નામ લીધું હવે નહીં લેઉ.

સાધુડી—સેવકને એક લઠ લગાવી દીધો ને સેવક તો, એકદમ ત્યાં પડ્યો, ને બુમો પાડવા માંડી ને ઘણા લોકો એકઠા થયા ને સાધુડાને ધમકાવવાલાગ્યા,ને લોહી નીકળ્યું.

સેવક—મને ઉસકુ ગટ પટ કોઆ, ઉસમે રંડીને બહુ મારા અબી તુમેરી ફજેતી સારા શેહેરમાં કરૂંગા. આં-

ધજો દો લાકડી ઝાલીને એક બાજુ દોડેછે ને પેલા સેવકને પકડે છે-ખડારે સાલે કાં ગીઆ, હરામકા ગાંજા સુકા પી જાતા ને ચુગલી કરેગા. અછા અબતો તુબી બાગ તેરી બી વધ મેં કરૂંગા એટલે,

સેવક—અંધાને એક ખોડા. તેરે જેસે બાત હે.

એમ કહી સેવક પોતાના બે ત્રણ બાઇબંધને લઇને ગયા.

બધાસેવક—આંધળાને કહે છે કયાં હે, નગદા, ગટપટ બલતી કે નહીં, સાલે સાધુકે સેહેતાન.

સાધુડી—છાનામાના ચલા જા નહીં તો મારૂંગી લકતો ખોપરી હો જાઇગી ફુટ.

એમ કરતાં લડાઇ થઇ ને મારા મારીમાં આવ્યા, તેમાં એક જણને લોહી નીકળ્યું તેથી શક કરયો ને પછી એક જણે કહ્યું કે આ લોહીવાળુ લુગડુ થયું છે માટે આપણી ફોજદારી થશે તેથી નદીએ જઇએ, એમ કહીને ગીત ગાયછે ને નદીએ જાય છે.

આવો રાંડો સાધુડીઓ, નદીએ નાવા જઇએરે;
બે પેસાનું ગોપીચંદન લઇને, લાંબા ટીલો તાણીએરે.
ગોરખ નાથની ગાદી ઉપર, મુડકી બેસારીરે;
એનું માથુ મુંડ મુડાઇ, બોડકી બનાઇરે;



# ખબર.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી વેચાતી મળશે.

નડીઆદ—કાગદી સાકરભાઈ ચોપડી વેચનાર.

વડોદરા—બુકસેલર દસરથ રાગોબા ઠા. રાવપરામાં.

બુકસેલર રણછોડ મોતીરામ.

વલસાડ—બુકસેલર દ્વારકાંદાસ પરભુદાસ.

સુરતમાં—મેહેતાજી ફકીરભાઈ કાશીદાસ.

બુકસેલર કીકાભાઈ પરભુદાસ.

બુકસેલર મંચેરજી જમસેદજી.

બુકસેલર કરશનદાસ નારણદાસ.

મુંબાઈમાં—બુકસેલર સખારામ ભીકસેટ.

બુકસેલર બાળકૃષ્ણ લક્ષમણ.

બુકસેલર ભીમશી માણેક.

બુકસેલર દામોદર ઈશ્વર.

બુકસેલર ગોકળદાસ હરજીવનદાસ.

વીરમગામ—બુકસેલર ભીખા નથુરામ.

બુકસેલર મુળશંકર લલુ.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેટ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેટ કાગળ લોધામાં આવશે નહીં. મુંબાઈનાં છાપેલાં સંસ્કૃત, હીંદુસ્તાની, ગુજરાતી, ડીક્સનેરીઓ, નાટકો, જૈનધરમનાં, તથા વૈષ્ણવધરમનાં, તથા વારતાઓ, તથા કાયદાઓ, પેહેલીથી તે સાતમી સુધીના અરથ, તરજુમાઓ, અને વઈદકનાં પુસ્તકો વિગરે બીજી ઘણીખરી જાતનાં પુસ્તકો અમારી પાસેથી ઘણી સરસ છાપ ને સસતી કીમતે મળશે. બુકસેલર જગજીવનદાસ દલપતરામ.

ઠો. અમદાવાદમાં બાલેટનની હવેલીમાં.